

ગ્રંથોની કેટલીક વિગત આચાર્યશ્રી જિનવિજયજીએ બતાવી છે તથા હાલના વહાણવટાના શબ્દો તથા બાંધકામને લગતી વિગત તથા વહાણની છબી રા. રા. કૃષ્ણલાલ સી. ધ્રુવે આપેલી છે, તથા સુરત બાજુના કિનારાની હકીકત રા. અંબાલાલ ઉદયશંકરે આપેલી છે, તે સર્વનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

## નોંધ–સિલોન

આ લેખ પૂરો કર્યા પછી મારા એક મિત્રે તા. ૨૯ જૂન ૧૯૨૯ના Indian Daily Mailમાં આવેલા એક લેખ તરફ મારું ધ્યાન ખેંચ્યું. એ લેખ સિલોનની Historical Association આગળ મિ. મેન્ડિસ (G. C. Mendis) નામના ગૃહસ્થે "Ancient routes from North India to Cylone" એ વિષય ઉપર વાંચ્યો હતો. એમાં વિજયે સિલોન જીત્યું વગેરે મહાવંશવાળી આખ્યાયિકા ઉપર ઠીક પ્રકાશ પાડયો છે, અને વિજય હિંદુસ્તાનને પશ્ચિમ કિનારેથી નીકળ્યો હતો (ગુજરાતને કિનારે) એમ જણાય છે. "On the other grounds too the Mahavansha account is unsatisfactory: According to it the parents of Vijaya's Grandmother were a king of Vanga (Bengal) and a princess of Kelinga. Vijaya's father refused to accept the throne of Vanga, and ruled over the land of his birth, Lala with Sinhapur as his capital. The writer of the Mahavansha seems to have been under the impression that Lala was a place close to Bengal. But Lala is identified with Lata, modern Gujarat which is over a thousand miles away from Bengal. In was the town of Sihor which might have been meant by Sinhapur. In the account of the voyage southward Vijaya is said to have landed at Surparaka, modern Sopara in the Thana district of Bombay. This shows that by Lala Gujarat was meant rather than a place near Kalinga."

એ લેખક આગળ પ્રો. રાધાકુમુદે લીધેલા રાજવલ્લીય ગ્રંથના આધાર જણાવીને તે મુજબ પણ વિજય બંગાળથી વહાણમાં બેઠો ન હોય એમ જણાવે છે. એટલે વિજય ગુજરાતથી અને તે પણ સિંહપુર-સિહોર-આગળથી વહાણમાં બેઠો એમ આપણે આગળ જોયું તે વાતને ટેકો મળે છે.